# 4 બે ખાનાંનો પરિગ્રહ

**મનુબહેન ગાંધી**



મનુબહેન ગાંધીનો જન્મ કરાંચીમાં થયો હતો. તેઓ મહાત્મા ગાંધીના પિતરાઈ ભાઈ જશવંતલાલનાં પૌત્રી હતાં. બાપુનાં અંતેવાસી રહેલાં મનુબહેને બાપુના જીવનપ્રસંગો સુંદર શૈલીમાં નિરુપ્યા છે. 'વિરાટ-દર્શન' અને 'બાપુ-મારી મા' તેમનાં જાણીતાં પુસ્તકો છે.

આ પ્રેરક પ્રસંગવર્ણનમાં મનુબહેન ગાંધીજીની સગવડો અંગે વિચાર કરીને બાપુ માટે ટ્રેનના ડબ્બાનાં બે ખાનાં માગી લે છે. હવાઈ જહાજની મળતી સગવડને નકારીને બાપુ ટ્રેનમાં મુસાફરી કરવાનો આગ્રહ રાખતા હતા. મનુબહેને બે ખાનાં માગ્યાં છે એવી બાપુને ખબર પડતાં પૌત્રીને બાપુ ઠપકો આપે છે. તેમજ સ્ટેશન-માસ્તરને બોલાવીને બીજા ખાનાની સગવડ સ્વીકારવાની ના પાડે છે. પોતાના ખપ કરતાં વધારે વાપરવું એને બાપુજી એક પ્રકારની હિંસા ગણાવે છે. અહીં પ્રજાના સાચા 'પિતા' તરીકે બાપુની છબી ઊપસે છે.

ઈ. સ. 1947ની 30મી માર્ચના રોજ પૂજ્ય બાપુજીને, નોઆખલી ને બિહારના યજ્ઞમાં ઝંપલાવ્યા પછી પહેલવહેલું જ લૉર્ડ માઉન્ટબેટનને મળવા જવાનું થયું. વાઈસરૉયે તો પૂજ્ય બાપુજીને વિમાનમાં મળવા બોલાવેલા. પણ ''જે વાહનમાં કરોડો ગરીબો મુસાફરી ન કરી શકે તેમાં મારાથી કેમ બેસાય ?'' એમ કહી તેમણે તેનો ઇનકાર કર્યો અને ''ટ્રેનમાં પણ હું તો મારું કામ સારી રીતે કરી લઉં છું, એટલે હું તો આગગાડીમાં જ આવીશ,'' એવો નિશ્ચય કર્યો.

ગરમી અસહ્ય હતી. ચોવીસ કલાકનો રસ્તો હતો. વળી સ્ટેશને સ્ટેશને આ પરમ પિતાનાં દર્શન કરવા હજારોની મેદની જામતી. છતાં કંઈ પણ તકલીફની એમને ક્યાં ખેવના હતી ? એમણે મને બોલાવીને કહ્યું :

''જો, આ યજ્ઞમાં તું એકલી જ મારી સાથે છો એટલે દિલ્હીમાં હું પહેલવહેલો જાઉં છું. મેં નોઆખલી જતાં તો નિશ્ચય કર્યો હતો કે ત્યાં જ કરવું અથવા મરવું અને સાથીઓને છૂટા કર્યા. પણ તને આ મારા યજ્ઞમાં ભાગીદાર બનવા માટે મેં રજા આપી. તું સાથે જ રહી એટલે જેમ નોઆખલીમાં બધાને છોડીને આવ્યો તેમજ અહીં બિહારમાં પણ બાકી દેવપ્રકાશ, હુન્નર વગેરે છે તે અને મૃદુલાબહેન રહેશે. મૃદુલાબહેન મારા વતી બધું જ સંભાળશે અને કામ કરશે. પણ તને છોડીને કેમ જવાય ? એ તું પણ નહીં ઇચ્છે. એટલે તારે મારી સાથે આવવાનું રહ્યું. ઓછામાં ઓછો સામાન અને નાનામાં નાનો ત્રીજા વર્ગનો ડબ્બો પસંદ કરવાનો. પણ જોજે આમાં તારી ખૂબ કસોટી છે હોં !''



મેં સામાન તો ઓછામાં ઓછો લીધો. પણ સ્ટેશને સ્ટેશને પૂજ્ય બાપુજીનાં દર્શનાર્થીઓની એટલી ભીડ જામશે કે ઘડીયે એમને આરામ નહીં મળે. વળી ફંડ પણ મારે ગણવું પડશે અને એ બધો જ અવાજ આવશે. આમ, વિચારીને મેં બે ખાનાંવાળો ડબ્બો પસંદ કર્યો. એકમાં સામાન રખાવ્યો અને બીજામાં પૂ. બાપુજીને સૂવા બેસવાનું રાખ્યું.

પટણાથી દિલ્હી જતી ટ્રેન સવારે 9.30 વાગ્યે ઊપડે. બાપુજી અને હું 9.25 વાગ્યે સ્ટેશને આવ્યાં. લોકોની ભીડ અસહ્ય હતી. પણ અમે ચડી ગયાં. બાપુજી તો એક એક મિનિટનો સદુપયોગ કરનારા, એટલે પાંચ મિનિટમાં ફંડ ઉઘરાવી નાખ્યું. 9.30 વાગ્યે ટ્રેન ચાલી. ગરમીના દિવસોમાં બાપુજી બપોરનું ભોજન 10.00 વાગ્યે લેતા.

હું બીજા ખાનામાં જઈ સામાન ખોલી પૂજ્ય બાપુજી માટે ખાવાનું તૈયાર કરવા ગઈ. થોડીવારે પૂજ્ય બાપુજીવાળા ખાનામાં આવી. બાપુજી તો લખવામાં પડ્યા હતા. મને પૂછ્યું, ''ક્યાં હતી ?'' મેં કહ્યું, ''અહીં ખાવાનું તૈયાર કરતી હતી.'' તેમણે મને બારીએથી બહાર નજર નાખી જોવાનું કહ્યું. મને પણ જરાક ભાન આવી ગયું કે કંઈક મારી ભૂલ થઈ લાગે છે. મેં બહાર જોયું તો લોકો લટકતા હતા. મને મીઠો ઠપકો મળ્યો :

''આ બીજા ખાનાનું તે કહ્યું હતું ?''

મેં કહ્યું : ''હા બાપુજી. હું અહીં જ બધું કામકાજ કરું - સ્ટવ પર દૂધ ગરમ કરું, વાસણો સાફ કરું, તેથી આપને તકલીફ પડશે એમ જાણી મેં બીજા ખાનામાં કર્યું ?

‘‘કેવો લૂલો બચાવ છે ! આંધળો પ્રેમ તે આનું નામ. તને ખબર છે મને ઍરોપ્લેન ઉપરાંત સ્પેશિયલ ટ્રેનનું, તકલીફ ન પડે માટે કહેવામાં આવેલ. એક સ્પેશિયલ ટ્રેન પાછળ કેટલી ગાડીઓ રોકાય અને કેટલા હજારનું ખર્ચ થઈ પડે ? એ મને કેમ પોસાય ? હું તો લોભિયો રહ્યો. તેં આજે તો વધારાનું ખાનું માગ્યું, પણ સલૂન માગ્યું હોત તો તે પણ મળત, પણ તે તને શોભત કે ? એટલે તેં બીજું ખાનું લીધું, તું આ બધું મારા ઉપરના અત્યંત પ્રેમને વશ થઈને કરે છે. પણ મારે તો તને ઊંચે ચડાવવી છે, નીચે નથી પછાડવી, એ તારે સમજવું જોઈએ. અને સમજી હો તો હું તને કહી રહ્યો છે તે ન પડવાં જોઈએ. હવે એનું પ્રાયશ્ચિત એ જ કે, તું બધો સામાન અહીં ખસેડી લે અને આગળનું સ્ટેશન આવે ત્યારે સ્ટેશન-માસ્તરને મારી પાસે બોલાવજે.’’

હું તો થરથર કાંપતી હતી. સામાન તો ખસેડ્યો, પણ મને પૂજ્ય બાપુજીની ચિંતા થતી હતી કે હવે કેમ થશે ? ઘણી વખત આવી નાની ભૂલ ભલે બીજાની હોય, પણ એ પોતાની જ ગણે અને એકાદ ટંક ખાવાનું પણ છોડે, એ મોટી ચિંતા હતી.

વળી ટ્રેનમાં લખવાનું, વાંચવાનું, માટી લેવાનું, કાંતવાનું, મને ભણાવવાનું વગેરે બધું જ કામ ! જેટલું ઘરમાં બેઠાં કરવાનું રહે તેટલું જ ટ્રેનમાં મુસાફરીમાં પણ ચાલુ રહે !

અંતે સ્ટેશન આવ્યું. બાપુજીએ સ્ટેશન-માસ્તરને બોલાવ્યા. એને મારું પરાક્રમ કહ્યું કે, ‘‘આ છોકરી મારી પૌત્રી છે, પણ બિચારી ભોળી ભલી છે. હજુ મને કદાચ સમજી નહીં હોય, તેથી જ આ બે ખાનાં પસંદ કર્યાં. એમાં એનો દોષ નથી. દોષ મારો જ. મારી કેળવણી એટલી અધૂરી હશે ને ? હવે મારે અને એણે બંનેએ પ્રાયશ્ચિત કરવું રહ્યું. એટલે આ ખાનું ખાલી કરી નાખ્યું છે. તેનો ઉપયોગ તમે વધારાના પૅસેન્જર લટકે છે તેને માટે કરો, અને તો મારું દુઃખ હળવું થશે.’’

સ્ટેશન-માસ્તરે ઘણી આજીજી કરી, પણ બાપુજી ક્યાં માને તેવા હતા ? સ્ટેશન-માસ્તરે ત્યાં સુધી કહ્યું કે, ‘‘હું એ લોકો માટે બીજો ડબ્બો જોડાવી દઉં !’’

બાપુએ કહ્યું : ‘‘બીજો ડબ્બો તો જોડાવો જ જોઈએ, પણ આનો ઉપયોગ કરી લો, જે ન જોઈતું હોય છતાં વધારે મળે છે તે વાપરવું, તેમાં હિંસા છે. મળતી સગવડનો દુરુપયોગ કરાવી આ છોકરીને તમે બગાડવા માગો છો ?’’ બિચારા સ્ટેશન-માસ્તર ઝંખવાણા પડી ગયા અને અંતે બાપુજીનું કહેવું માનવું પડ્યું.

એ તો હિંદુસ્તાનના પિતા હતા. એ સગવડ ભોગવે અને એમનાં બાળકો લટકે તે એમનાથી કેમ ખમાય ? એટલે લટકતા લોકોને જગ્યા મળી, અને મને જીવનમાં અમૂલ્ય પાઠ મળ્યો કે, મળતી સગવડનો ઓછામાં ઓછો ઉપયોગ કરવો. ભલે એટલો ઠપકો એ વખતે વસમો લાગતો હતો, પણ આજે જીવનમાં એની કિંમત અમૂલ્ય થઈ પડી છે. આવા ઝીણવટ ભરેલા અહિંસાપાલનથી જ એમણે પોતાનું જીવન ઘડ્યું હતું, અને એમાંથી ભલે ગમે તેટલું ઓછું હું ગ્રહણ કરી શકી, છતાં મારા જેવીને ઘડતરનો લહાવો મળ્યો, જે જીવનપર્યંત મારો રહેશે.

## શબ્દ-સમજૂતી

**પરિગ્રહ** જરૂરી ન હોય તેવું વાપરવા માટે ભેગું કરવું **નિશ્ચય** નિર્ણય **અસહ્ય** સહી ન શકાય તેવું **ખેવના** કાળજી **ભીડ** ગિરદી **પોસાવું** પરવડવું **સલૂન** ઘરના જેવી સગવડોવાળો રેલગાડીનો ખાસ ડબ્બો **પ્રાયશ્ચિત** કરેલી ભૂલનો મનમાં પડેલો ડંખ દૂર કરવા જે કરીએ તે **પૅસેન્જર** મુસાફર **અમૂલ્ય** કીંમતી

## ભાષા-સજ્જતા

❀ **નીચેનાં વાક્યો વાંચો.**

એકમાં સામાન રખાયો.

બીજામાં પૂજ્ય બાપુજીને સૂવા બેસવાનું રાખ્યું.

- એકમાં સામાન રખાયો અને બીજામાં પૂજ્ય બાપુજીને સૂવા બેસવાનું રાખ્યું.

  બાપુજી તો એક એક મિનિટનો સદુપયોગ કરનારા.

  પાંચ મિનિટમાં ફંડ ઊઘરાવી નાખ્યું.

- બાપુજી તો એક એક મિનિટનો સદુપયોગ કરનારા એટલે પાંચ મિનિટમાં ફંડ ઊઘરાવી નાખ્યું.

  આ છોકરી મારી પૌત્રી છે.

  બિચારી ભોળી ભલી છે.

- આ છોકરી મારી પૌત્રી છે પણ બિચારી ભોળી ભલી છે.

  એમાંથી ભલે ગમે તેટલું ઓછું હું ગ્રહણ કરી શકી.

  મારા જેવીને ઘડતરનો લહાવો મળ્યો.

- એમાંથી ભલે ગમે તેટલું ઓછું હું ગ્રહણ કરી શકી છતાં મારા જેવીને ઘડતરનો લહાવો મળ્યો.

ઉપરનાં વાક્યો વાંચતાં તમે જોયું હશે કે **'અને', 'એટલે', 'પણ', 'છતાં'** જેવા શબ્દોની મદદથી બે વાક્યોમાંથી એક વાક્ય બને છે. એટલે કે આ શબ્દો વાક્યોને જોડવાનું કામ કરે છે.

આપણી ભાષામાં આવાં બે વાક્યો જોડનારા શબ્દોને **'સંયોજક'** કહેવાય છે.

## અભ્યાસ

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર માટે આપેલા વિકલ્પોમાંથી સાચો ઉત્તર શોધીને તેનો ક્રમ અક્ષર પ્રશ્ન સામેના ☐ માં લખો.**

(1) ગાંધીજીને કયા વાઈસરૉયને મળવા દિલ્લી જવાનું હતું ? ☐

(ક) લોર્ડ ક્લાઇવ (ખ) લોર્ડ ડેલહાઉસી

(ગ) લોર્ડ મિન્ટો (ઘ) લોર્ડ માઉન્ટ બેટન

(2) મનુબહેન ગાંધીજીને શું થતાં હતા ? ☐

(ક) પુત્રી (ખ) પૌત્રી

(ગ) દોહિત્રી (ઘ) ભત્રીજી

(3) 'બે ખાનાંનો પરિગ્રહ' પાઠથી તમે શીખશો કે... ☐

(ક) વણખપનું ન વાપરવું (ખ) સંગ્રહ કરવો

(ગ) સગવડોનો ઉપયોગ કરવો (ઘ) મનુબહેન સાચાં હતાં

**2. નીચેના પ્રશ્નોના ઉત્તર એક-એક વાક્યમાં લખો.**

(1) ગાંધીજીને શામાં બેસાડીને વાઈસરૉયે મળવા બોલાવ્યા હતા ?

(2) લેખિકાએ 'હિન્દુસ્તાનના પિતા' કોને કહ્યા છે ?

(3) ગાંધીજીએ ટ્રેઈનમાં ચડ્યા પછી પહેલું કયું કામ કર્યું ?

(4) સ્ટેશન માસ્તરે ગાંધીજીને શી આજીજી કરી ?

**3. નીચેના પ્રશ્નોના ઉત્તર આપો.**

(1) બાપુએ વિમાનમાં જવાની ના કેમ પાડી ?

(2) લેખિકાએ બાપુ માટે આગગાડીમાં બે ખાનાંનો ડબ્બો શા માટે પસંદ કર્યો ?

(3) બાપુએ લેખિકાને શાનો ઠપકો આપ્યો ?

(4) લેખિકાની ભૂલનું પ્રાયશ્ચિત બાપુએ શું કરવા સૂચવ્યું ?

## સ્વાધ્યાય

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો.**

(1) આ પ્રસંગમાંથી તમને શી પ્રેરણા મળી ?

(2) ગાંધીજી વિશે દસ વાક્યો લખો.

(3) બચાવને 'લૂલો' ને બદલે 'આંધળો' કહીએ તો ? અને પ્રેમને 'આંધળો' ને બદલે 'લૂલો' કહીએ તો ?

**2. નીચના શબ્દોના અર્થ જાણો અને તેનાં વાક્યપ્રયોગ કરો.**

(1) ખેવના (2) હુન્નર (3) ભીડ

(4) સલૂન (5) પ્રાયશ્ચિત

**3. કૌંસમાંથી યોગ્ય શબ્દ પસંદ કરીને ખાલી જગ્યા પૂરો.**

(કે, અને, એટલે, તો)

(1) એકમાં સામાન રખાવ્યો ............... બીજામાં પૂજ્ય બાપુજીને સૂવાનું રાખ્યું.

(2) ઇન્સ્પેક્ટરે જોયું ............... મહાદેવની આંખમાં આંસુ હતાં.

(3) ડૉક્ટરે કહ્યું ............... એણે કસરત કરવી જોઈએ.

(4) મહાદેવ ગાયને હાંકવા રોકાયો ............... એને પરીક્ષામાં મોડું થયું.

### પ્રવૃત્તિઓ

- શિક્ષકની મદદથી નજીકના રેલવે-સ્ટેશનની મુલાકાત ગોઠવો.
- તમારા પરિચિત કોઈ વડીલની ગાંધીબાપુ જેવી સારી બાબતની વાત પ્રાર્થનાસભામાં રજૂ કરો.